શેઠ માવજી માધવજી સ્થાપિત અને પંડિત શ્રી ગટ્ટૂલાલજીબોધિત,
વૈષ્ણવ ધર્મગ્રંથમાળા મણિ ૨ જો.

# सत्सिद्धांतमार्तंड.

## किरण १ लो.

# સંપ્રદાયસ્વરૂપ.

सम्यक् परंपराप्राप्तं हरिमंत्रादिकर्मकम् ।
सर्वप्रकर्षवद्दानं संप्रदाय इहोच्यते ॥

કર્તા.
પંચનદિ વિદ્વદ્રત્ન શ્રીઘનશ્યામ ભટ્ટજીના પુત્ર
શ્રીગોવર્ધનશર્મા ઉર્ફે
**ભારતમાર્તંડ પંડિત શ્રી ગટ્ટૂલાલજી.**

ભાષાન્તર કર્ત્તા.
**વે૦ શા૦ રા૦ રા૦ શ્રી વિષ્ણવાચાર્ય વળે.**
“ શ્રીવિદ્યાલક્ષ્મી ” સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક.

પ્રકાશક-
પંડિત શ્રીગટ્ટૂલાલજી સ્મારકના વ્યવસ્થાપકો.

મુંબાઈ,
નિર્ણયસાગર પ્રેસ.

સંવત્ ૧૯૬૩ શકે ૧૮૨૯. સને ૧૯૦૭.

ન્યોછાવર ૪ આના.

# શેઠ માવજી માધવજીનો સંક્ષિપ્ત વૃત્તાંત.

એ શેઠ કચ્છી ભાટીઆ (ભટ્ટી ક્ષત્રીય) જ્ઞાતિના હતા. એમનો જન્મ સંવત્ ૧૯૧૭ માં થયો હતો. એમના પિતા શેઠ માધવજી દુવારકાદાસ મુંબઈમાં ચોખાનો વેપાર કરતા હતા. એમના પિતાના વૈકુંઠવાસ સમયે શેઠ માવજીશેઠની ઉમર આશરે ૧૭ વર્ષની હતી. એમણે સંસ્કૃત તથા અંગ્રેજી ભાષાનો પણ કેટલોક અભ્યાસ કીધો હતો. એમના પિતાના સમયમાં તેમની પેઢીમાં શા. અમરચંદ માધવજી સોરઠીઆ વાણીઆ મુનીમ હતા. તેઓને પોતાની સાથે ભાગમાં જોડી માવજીશેઠે ધીમે ધીમે વેપારમાં વધારો કરવા માંડ્યો. એ ભાઈ અમરચંદ અને માવજીશેઠ એવા એકવિચારથી વેપાર કરતા હતા કે કદી પણ તેઓને મતભેદ થવાને કારણ મળ્યું ન હતું. એ વિચારની એકતા થવાનું કારણ તેઓ બંનેની સ્વધર્મનિષ્ઠતા છે. જ્ઞાતિભેદને લીધે કેટલાક આચારો જુદા પડે છે; તથાપિ ધાર્મિક તત્ત્વ સમજનારા નીતિમાન્ મનુષ્યો એવા તો ભાઇચારાથી રહે છે, કે તેઓનો સ્નેહ બીજા જનોને સગાભાઈ જેવો દેખાય છે. તેમાં વળી એ બેઉના પિતાનું નામ એક જ (માધવજી) હોવાથી, દેશાવરવાળા અને ઓળખાણ પીછાન વગરના વેપારીઓ તો તેમને ભાઇઓ જ લેખતા હતા.

સંવત્ ૧૯૪૪ માં વેપારની વૃદ્ધિ અર્થે તેમણે કલકત્તામાં અને સંવત્ ૧૯૫૦ માં રંગુનમાં "શેઠ માધવજી દુવારકાદાસની કંપની"ને નામે બે પેઢીઓ ઉઘાડી હતી. જે કંપની બંધ કરીને હવે શેઠ અમરચંદ માધવજી પોતાના નામથી સ્વતંત્રપણે ચોખાનો વેપાર ચલાવે છે.

સંવત્ ૧૯૩૩ માં શેઠ માવજીને ગૃહે એક પુત્ર અવતર્યો. જેનું નામ મેઘજી પાડયું હતું. એ પુત્રને તેમણે ઘણી સારી કેળવણી આપી હતી તથા તેના વિવાહપણ કીધા હતા. આ મેઘજીભાઈ પણ વિદ્યાવિનોદી અને ભજનાનંદી હતા. તેમણે જુદા જુદા ભકતોના પદોનો સંગ્રહ કરી "ભજન સાગર" નામથી પ્રકટ કર્યો છે. આ પુત્ર યુવાવસ્થામાં આવતાં જ એટલે સંવત્ ૧૯૫૩ ના ચૈત્ર વદ ૪ ને દિને દેવલોક પામવાથી, તેઓને એક કારી ઘા લાગ્યો હતો. ગમે તેવા સમજુ જનને પણ "પુત્રશોક" ઘણો સાલે છે. તેઓ નિરંતર ભગવત્કથા વાર્તા વાંચતા તથા સાંભળતા હતા, તોપણ પોતાને સહજ મંદવાડ લાગુ પડેલો, તેજ અરસામાં આવા ગુણી અને એકના એક જુવાન પુત્રનો દેહાંત તેમને વધારે દુઃખકારક થયો. અને તે શોકાકુળ હૃદયેજ સંવત્ ૧૯૫૩ ના શ્રાવણ શુદ ૧૫ ને દિને સવારે ૮॥ વાગતે તેઓએ પણ પોતાના દેહને આ લોકમાં મૂકી, આત્માનું પરમાત્મા તરફ પ્રયાણ સ્વીકારી લીધું.

॥ श्रीकृष्णायनमः ॥

# ॥ सत्सिद्धांतमार्तंडः ॥

श्रीमद्वल्लभाचार्यश्रीविठ्ठलेश्वरचरणकमलेभ्योनमः ॥

श्रीमद्बालमुकुंदमिंदुवदनं वृंदावनानंदिनम् ।
वंदे सुंदरमेकमेव न परान्निंदामि वृंदारकान् ॥
वर्तंतामचिरंतनादिविषदोऽनंताअनंतातले ।
मंतुं ते गणयंतु माऽयमितरान्मूर्धा न नंतुं क्षमः ॥ १ ॥

શ્રી કૃષ્ણાયનમઃ

# શ્રીસત્સિદ્ધાંતમાર્તંડ.

### શ્રીમદ્વલ્લભાચાર્ય અને શ્રીવિઠ્ઠલેશ્વર એમના ચરણકમલોમાં પ્રણામ.

ચંદ્રસમાન મુખવાળા, વૃન્દાવનને એટલે ત્યાં રહેનાર સ્થાવર જંગમાત્મક અનન્ય ભક્તોને આનંદ દેનાર, એવા સુંદર (મનોહર) એકજ શ્રીમદ્ બાલમુકુંદ પરમાત્માનેજ હું વંદું છું. (પરંતુ દુરાગ્રહી જનોની પેઠે) હું બીજા દેવતાઓની નિંદા કરતો નથી. ભૂતલ ઉપર અચિરંતન (પુરાણપુરુષ પરમાત્માની અપેક્ષાથી અર્વાચીન) એવા અનંત દેવતાઓ ભલે બિરાજો. તેઓ મારો અપરાધ ગણશો મા, કેમકે આ મારૂં મસ્તક એક પરાત્પર પરમાત્મા શ્રીકૃષ્ણને નમવામાટે અર્પણ કરી ચૂકયો છું, માટે તે મસ્તક બીજા દેવને નમવાને અશક્ત છે.[1]

---

૧ આ નમનાત્મક મંગલાચરણ કરનાર ગીતામાં કહેલા "અનન્યાંશ્ચિન્તયન્તોમામ્ યે જના પર્યુપાસતે, તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્' એ શ્લોક પ્રમાણે અનન્યભક્તિ કરનાર છે, તેવા ભકતો બીજા દેવતાના પૂજન પ્રસંગે પોતાના ઇષ્ટને અંતર્યામીરૂપે જાણીનેજ નમન ઇત્યાદિ કરેછે.

उद्दामदानवमदाऽनवदानदुःख्यक्ष्माभारहारणविहारकृतावतारः ॥ निष्पक्षभक्तपरिरक्षणदत्तदीक्षचक्रायुधोऽवतु चिरान्मथुराधिपोऽस्मान् ॥ २ ॥ सर्वाम्नायमयेन येन वहतांतःपुंडरीकेक्षणं । हृत्पद्मानि विकासितानि सुपथाव्यक्तीकृताहर्षिताः ॥ हंसालोचनरोधिनः प्रमथितावादाः प्रमादावहा । गोभिः कर्म सतां प्रवर्तितमसौ श्रीवल्लभाऽर्कोऽवतात् ॥ ३ ॥ सुरसार्थसेवनीयं श्रुत्युचितगुणं परप्रभावलयं ॥ सद्ब्रह्मसूत्रकलितं स्वाचार्याणां वपुर्वचश्चैव ॥४॥

મદોન્મત્ત દૈત્યોના મદથી જે દુષ્ટકર્મ બનેછે, તેથી દુ:ખી થનાર જે પૃથ્વી, તેને થનારો ભાર દૂર કરવામાટે લીલાથી અવતાર ધરનાર, નિષ્પક્ષ ભક્તના રક્ષણ કરવામાટે દીક્ષા ધારણ કરનાર એવું સુદર્શન[1] ચક્ર અનાદિકાળથી જેમણે હાથમાં ધર્યું છે, એવા શ્રીમથુરેશજી અમારૂં રક્ષણ કરો. ૨

જેમણે પોતાના હૃદયમાં પુંડરીકાક્ષ પરમાત્માને ધારણ કરીને, વેદાત્મક કિરણોથી, ભક્તોના હૃદયરૂપી કમલો પ્રફુલ્લિત કર્યા, અને ઉત્તમ રાજમાર્ગ દેખડાવી હર્ષિત બનાવ્યા, તથા પરમહંસ પરમાત્માનું દર્શન થવામાં પ્રતિબંધક તથા દુર્માર્ગે દોરી જનાર એવા દુષ્ટવાદો નષ્ટ કર્યા, અને સત્પુરુષોનાં ઉત્તમ કર્મો શરૂ કર્યા, એવો આ **શ્રીમદ્વલ્લભાચાર્ય**રૂપ સૂર્ય (જગતનું) રક્ષણ કરો. ૩

ઉત્તમ ઉત્તમ રસથી સેવાયલું, શ્રુતિ (કાન)માં પહેરવા યોગ્ય છે ગુણ (કુંડલ) જેના, અત્યંત કાંતિના મંડળવાળું, ઉત્તમ બ્રહ્મસૂત્ર (જનોઈ) ધારણ કરેલું એવું પોતાના આચાર્યજી (શ્રીમહાપ્રભુજી) ના શરીરને હું ભજું છું. એ શ્લોકનો બીજો અર્થ.

ઉત્તમ જે પ્રેમ રસ તેથી સેવાયલું એવું, શ્રુતિ (વેદ) માં કહેલા (શમદમાદિ) ગુણોથી યુક્ત, પરપ્રભાવલય (બીજા અભકતોના કુતર્કના પ્રભાવનો નાશ કરનારા) એવાં સદ્બ્રહ્મસૂત્ર (ઉત્તર મીમાંસા) ના ભાષ્યરૂપ પોતાના આચાર્યજીનાં વચનોને હું માનું છું. અર્થાત્ શ્રીઆચાર્યજીની કાયા તથા વાચા બેઉ દિવ્ય હોવાથી બેઉને લાગુ પડે એવી રચના આ શ્લોકમાં કરી, પોતાની ઉભયતા ગુરુભક્તિ દર્શાવી છે. ૪

૧ સુદર્શન ચક્રને પરમાત્માની એવી આજ્ઞા છે કે, જો કોઇપણ મારા અનન્ય ભક્તઉપર આપત્તિ આવે, ત્યારે તારે જઇને તેનું રક્ષણ કરવું. જેમ અંબરીષ રાજાને મારવાને દુર્વાસાએ મોટી હત્યા મોકલી હતી, તે સમયે સુદર્શન ચક્રથીજ અંબરીષ રાજાનું રક્ષણ થયું હતું.

**भजे ॥ ४ ॥ सदालिसेवितौ वंदे परागमहितौ मृदू ॥**
**अरविंदरुचां चोरौ चरणौ विठ्ठलेशितुः ॥ ५ ॥**

નિરંતર ભ્રમરે સેવેલું, પરાગથી શ્રેષ્ઠ, કોમળ કમળની કાંતિને હરનાર, એવા શ્રીવિઠ્ઠલેશજી (ગુંસાઇજી)ના બે ચરણને હું વંદન કરૂંછું. ૫

## उपोद्घात.

**अथाऽस्ति भारतेऽस्मिन्वर्षे प्राच्योपांतप्रांतेषु ढुंढारोनाम-विषयविशेषः तस्मिंश्चाऽस्ति श्रीमद्रामचंद्रकुलोद्भवतया पारंपरिकात्यंतवैष्णवैरुपासनानिर्भरवशात् सर्वत्र सत्कार्येषु जानकीजानिं पुरस्कुर्वद्भिः सकलकलानिधितया सार्थकितराजभावैर्नृपालैः पाल्यमानं जयपुरं नाम नगरं ॥ तच्चेदानीं प्रशास्ति परमधर्मधुरीणो राजराजपदभाग्रामासिंहोनाम तस्य च निकटे अस्ति कश्चिल्लक्ष्मणनाथोनाम शैवलक्ष्मणाऽन्वितो दंडीति व्यपदिश्यमानः स्ववचसालं कलहंसतामुद्भाव्य प्रजाः सकलकलाः कुर्वन्जनविशेषः॥ योहि ॥ पद्यं ॥ कालानुकूलं कलयन् किलाऽखिलं बलान्नृपालस्य मनोऽतिनिर्मलं ॥ सदानवश्रीसहितश्च शैशवाद्रमेशमार्गेष्वधिकारितां गतः ॥ ६ ॥**

---

### ઉપોદ્‌ઘાત.

આ ભરતખંડના વાયવ્યપ્રાંતમાં ઢુંઢાર નામનો દેશ છે. તે દેશમાં શ્રીસૂર્યવંશી રામચંદ્રકુલોદ્‌ભવ હોવાથી પરંપરા પ્રાપ્ત અત્યંત વૈષ્ણવ ધર્માનુસાર ઉપાસનામાં તત્પર રહીને, સર્વ સત્કાર્યમાં જાનકીનાથ **શ્રીરામચંદ્રનો**જ આદર કરનાર, સકલકલાનિધિ થવાથી, પોતાનું રાજાપણું જેમણે સાર્થક કર્યું છે, એવા રાજાથી રક્ષણ પામેલું **જયપુર** નામનું નગર છે. ત્યાં હમણા ઉત્તમ ધર્મધુરીણ રાજરાજપદ ભોગવનાર **રામસિંહ**નામક રાજા રાજ કરેછે. તેની પાસે કોઇએક શૈવમતાવલંબી ચિહ્ન ધારણ કરનાર **લક્ષ્મણનાથ** નામનો દંડી રહેછે. તેણે પોતાના ભાષણથી સત્પુરુષોમાં મોટો કલહ ઉત્પન્ન કરીને, સંપૂર્ણ પ્રજાજનોમાં કોલાહલ ઊભો કર્યો છે.

જેણે રાજાના અતિનિર્મળ મનને સમય જોઇને બલાત્કારથી મલીન કર્યું છે. જે પોતે બાલપણથીજ દંડી હોવાથી “નારાયણ” નામનું સંકીર્તન કર-

ग० ॥ तेनाऽधुनाऽमंदनृपाश्रयात्तुंदिलमदेन स्वच्छंदतया स्वेच्छामात्रमूलांश्चतुःषष्टिप्रश्नान्विधाय वसुधावलये सर्वत्र तत्पत्रकं चतुरोऽपि प्रधानवैष्णवसांप्रदायिकान्प्रति प्रेषितमिति किंवदंती चिरेण संचरंती उत्तराशाभरणमितोभवितेतीव वैश्रवणोपकंठमाससादेहमोहमयीपुरवास्तव्यानां समग्रोदग्रगुणस्तव्यानां श्रीमदाचार्यवंशमौक्तिकानां गोस्वामिनां तेषुच ॥ ( कुलकं ) श्रीवल्लभाचार्यकुलप्रदीपः समस्तदुर्वादतमःप्रमाथी ॥ सुवर्णसत्पात्रकृताऽऽश्रयोयोऽक्षयिष्णुसत्स्नेहरसेन पूर्णः ॥ ७ ॥ प्रज्वाल्य दारिद्र्यदशाममीषां प्रकाशमानः स्वकरप्रभावात् ॥ विवेकहेतुः सदसत्पथानां श्रीजीवनाख्यो जयति प्रधानः ॥ ८ ॥

---

નાર, તેથી લક્ષ્મીપતિની સેવાનો અધિકારી ગણાય છતાં, હમણાં દૈત્યસંપત્તિથી યુક્ત એટલે દ્વેષી અન્યો છે. ૬.

હમણા તેણે મોટો રાજાશ્રય મળવાથી, પુષ્ટ પુષ્ટ મહોન્મત્ત થઈ, સ્વછંદપણે, કેવલ પોતાની ઇચ્છા માત્રથીજ ૬૪ પ્રશ્નો તૈયાર કરીને, ભૂતલપર સર્વ ઠેકાણે તે પ્રશ્નો ચારે મુખ્ય વૈષ્ણવ સંપ્રદાય પ્રવર્તકો ઉપર મોકલી આપ્યા છે. એવી વાત ઉત્તર આશાથી[1] લાંબા વખતથી વૈશ્રવણે[2] પડી હતી.

અર્થાત્ તે મુંબાપુરનિવાસી, સકલગુણગણથી સ્તુત્ય, શ્રીમદ્વલ્લભાચાર્ય વંશમાં મણીરૂપ ગોસ્વામી શ્રીજીવણલાલજી મહારાજને કાને પડી.

સંપૂર્ણ દુષ્ટવાદરૂપી અંધકારને નષ્ટ કરનાર અને સુવર્ણ દાનથી પોતાના આશ્રિતને જેમણે સુપાત્ર કર્યા છે એવા, અખૂટ સ્નેહરસથી પરિપૂર્ણ શ્રીવલ્લભકુલપ્રદીપ; પોતાના કિરણ પ્રભાવથી પ્રકાશમાન, અને આશ્રિતોની દારિદ્રદશા બાળનાર, સત્ અને અસત્ માર્ગનો વિચાર કરનાર,[3] એવા શ્રેષ્ઠ ગોસ્વામિ શ્રીજીવણલાલજી મહારાજ બિરાજે છે. ૭-૮

---

૧ ઉત્તર આશા એટલે ઉત્તરદિશા ( જયપુર ) થી અને બીજો અર્થ ઉત્તર મળવાની આશાથી.

૨ વૈશ્રવણે એટલે ઉત્તર દિશામાં રહેનાર કુબેરને, બીજો અર્થ કુબેરજેવા ધનાઢ્ય ગોસ્વામિ શ્રીજીવણલાલજી મહારાજને કાને.

૩ ગો૦ શ્રીજીવણલાલજી મહારાજ મુંબાઇમાં દરમાસે ગામપરગામના વિદ્વાનોને ભેળા કરી એક સભા કરતા હતા અને તેમાં સર્વ શાસ્ત્રનો ઊહાપોહ કરાવી, સર્વનો સત્કાર કરતા હતા. હાલના આચાર્યોમાં તેવી શાસ્ત્રચર્ચા તથા વિદ્યાવિનોદની અભિરૂચિનો અભાવ થવાથી તેવી ધર્મ સભાનું સ્વપ્નમાં પણ દર્શન દુર્લભ થયું છે.

वेदांतसाहित्यमुखाः सुविद्याः श्रिया समं यत्र कृताधिवासाः॥
सापत्न्यभावादिव दर्शयंति प्रतिक्षणं स्वस्वगुणातिरेकं ॥९॥
सर्वदैव गुरोः कर्तुर्नित्यं सुरसभावनं ॥ जीवस्य जीवन-
स्याऽपि गतो भेदः परस्परं ॥ १० ॥ अथ स्फुरद्व्याकृति-
लब्धकीर्तेर्नव्याकृतिः श्लाघ्यतमाऽस्ति यस्य॥ परः सवे-
दांतवनीमृगेंद्रः श्रीगोकुलाधीशइति प्रसिद्धः ॥ ११ ॥
तथाऽपरः श्रीयदुनाथनामा सदीक्षितो दुर्ज्जनशिक्षणेषु ॥
पात्रं य एकं परमं मतीनामन्येप्यनन्येश्वरभक्तिमंतः॥१२॥
ते च सर्वेऽपि ॥ तदा तदाकर्ण्यजनाननागतं कुतश्चिदाना-
य्य तदत्र पत्रकं ॥ श्रीजीवनेशोपवने समुत्सुकाः समेतमे-
तन्मिलिताव्यलोकयन् ॥ १३ ॥

---

જેનીપાસે વેદાંતશાસ્ત્ર, સાહિત્યશાસ્ત્ર, ઇત્યાદિક ઉત્તમવિદ્યા અને લક્ષ્મી સહવર્તમાન વસેછે, તે લક્ષ્મી અને સરસ્વતી એમનું સોકપણું છે માટેજ કે શું? પ્રત્યેક ક્ષણેક્ષણે તે પોતાના ગુણોનો ઉત્કર્ષ દેખડાવે છે. ૯

નિરંતર સુરસભાવન (ઉત્તમ રસોનો સ્વીકાર,) અથવા સુર (દેવ) તેની સભાનું અવન (રક્ષણ કરનાર); એવા **જીવન** અને જીવ એ બેમાં **નકાર**નોજ માત્ર ભેદ છે. પરંતુ જીવનું સર્વ કાર્ય જીવન (પાણી) કરેછે. મતલબ કે બધા જીવો (ભક્તો) નું જીવન (જીવવાનું સાધન) તે **શ્રીજીવણલાલજી** મહારાજ છે. ૧૦

વળી જેમણે નવીન શ્લોકો કરવાની સ્ફુર્તિથી કીર્તિ સંપાદન કરી છે, અને જેની નવીન કાવ્ય ચમત્કૃતિક ઘણી સ્તુત્ય છે, અને વેદાંત શાસ્ત્રરૂપી વનમાં કેસરીસિંહની માફક ગર્જના કરેછે, એવા શ્રેષ્ઠ **શ્રી ગોકુલાધીશજી** મહારાજ પ્રસિદ્ધ છે. ૧૧

તેમજ બીજા દુર્જનોને શિક્ષા કરવામાટે દીક્ષા લેનાર, અને બુદ્ધિ સમુદાયના ભંડારરૂપ, એવા (**શ્રીયદુનાથજી** મહારાજ સુરતવાળા) બિરાજે છે. એ સિવાય બીજાપણ શ્રીપરમાત્માની અનન્યસેવા કરનાર (ગોસ્વામિ બાલકો) છે. ૧૨

તે સર્વેએ સદરહુ ૬૪ પ્રશ્નોની પત્રિકા ગમે ત્યાંથી મેળવીને **શ્રીજીવણલાલજી** મહારાજની હવેલીના બગીચામાં, એકઠા મળી અવલોકન કરી. ૧૩

॥ ततश्च ॥ निरीक्ष्यासंगततरान् प्रश्नांस्ते नितरामिमान् ॥
पराहतोत्तरौत्सुक्याः क्षणमेकं व्यमर्शयन् ॥ १४ ॥
पदवाक्यप्रमाणज्ञ आचार्योजीवनाऽभिधः ॥
समाज्ञापयतिस्मेदं समां तावत्पुरः स्थितम् ॥ १५ ॥
विचित्रसंस्कृताः प्रश्नाविचित्रार्थाइमे यतः ॥
विचार्यमाणाआचार्यमुखादर्हति नोत्तरम् ॥ १६ ॥
वेतंडमंडलीगंडकंडूपांडित्यखंडिनः ॥
निपतंति नखा नैव हरीणां गिरिकागणे ॥ १७ ॥
तस्मादस्माकमाज्ञातस्त्वमेषां नातिविस्तरात् ॥
वितरोत्तरमाम्नायादिप्रमाणैः प्रपूरितं ॥ १८ ॥
प्रायः सर्वं सुबोधार्थं नात्यंतं तर्ककर्कशम् ॥
अन्वमोदंत ते संत इमां श्रीजीवनोदितिम् ॥ १९ ॥
अथो गुणवतीमेतां हेतुमामोदसंपदाम् ॥

---

તે પછી, એ સર્વ પ્રશ્નો અતિશય અસંગત છે, એમ જોઇને, તેને ઉત્તર આપવાની ઉત્સુકતા નષ્ટ થતાં, એક ક્ષણ વિચાર કરવા લાગ્યા. ૧૪

પછી પદ, વાકય અને પ્રમાણ જાણનાર **શ્રીજીવનાચાર્યજી મહારાજે,** આગળ ઊભેલા મને એવી આજ્ઞા કરી કે, ૧૫

આ પ્રશ્નો વિચિત્ર અર્થના અને વિચિત્ર સંસ્કૃત ભાષામાં લખાયલા છે, માટે એનો ઉત્તર આચાર્યોના મુખથી આપવો ઉચિત નથી. ૧૬

હાથીના ગંડસ્થળની ખંજવાળને દૂર કરવાનું જેનું પાંડિત્ય છે, એવા કેસરીસિંહના નખ, નાની ઉંદરડી ઉપર પડતા નથી. ૧૭

માટે અમારી આજ્ઞાથી તમે ઘણો વિસ્તાર ન કરતાં, આ પ્રશ્નોનો ટૂંકો ઉત્તર વેદાદિ શાસ્ત્રોના ભરપૂર પ્રમાણથી આપો. ૧૮.

ઘણું કરીને તે સર્વ ઉત્તરોનો અર્થ સુબોધ જોઇએ. તેમાં તર્કસંબંધી કર્કશ કલેશ ન જોઇએ. આ સાંભળીને બીજા બધા ગોસ્વામિ બાલકોએ **શ્રીજીવણલાલજી** મહારાજના વિચારને અનુમોદન આપ્યું. ૧૯

આ તેઓની ગુણવતી ( માધુર્યાદિ ગુણોવાળી તથા દોરાવાળી ), આમોદ

**सुमनोनंदितां मूर्ध्ना मालामिव वहन्नहम् ॥ २० ॥**
**विद्वन्मणेर्घनश्यामात्स्वतातालब्धशास्त्रदृक् ॥**
**गोवर्धनाभिधोलेखं यथामति समारभे ॥ २१ ॥**
**सत्पक्षपातिनो हंसा नूनं नालीकवल्लभाः ॥**
**गुणं गृह्णत मा दोषं नीरक्षीरविवेकिनः ॥२२॥ इति भूमिका ॥**

## ग्रंथ परिभाषा.

**अष्टौ प्राधान्यतः प्रश्नाः कृतास्तत्राऽप्यवांतराः ॥**
**अष्टाष्ट प्रत्येकमित्थं चतुःषष्टिरिहोदिताः ॥ २३ ॥**
**सर्वांस्तान् क्रमशः प्रश्नान् संख्यानिर्देशपूर्वकम् ॥**
**विलिख्यैकैकशस्तेषामत्रोत्तरमुदीर्यते ॥ २४ ॥**
**संक्षिप्योत्तरसारार्थः कथ्यते कारिकात्मना ॥**
**पूर्वं पुनः स एवार्थः सप्रमाणं प्रपंच्यते ॥ २५ ॥**

---

સંપદાહેતુ (આનંદરૂપ સમૃદ્ધિના કારણવાળી તથા સુગંધ સમૃદ્ધિના કારણવાળી), સુમનોનંદિતાં (ઉત્તમ મનથી આનંદિત કરેલી તથા ફૂલોથી શોભાયમાન) એવી તેઓની ઉક્તિને પુષ્પમાળા પેઠે માથે ચઢાવનાર, પોતાના પિતૃચરણ વિદ્વન્મણી **શ્રીઘનશ્યામ ભટ્ટજી**થી શાસ્ત્રદૃષ્ટિ સંપાદન કરનાર, ગોવર્ધન શર્મા (ગટ્ટૂલાલજી) એવો હું યથામતિ આ લેખનો પ્રારંભ કરૂંછું.૨૦-૨૧

હંસ, સત્પક્ષપાતી હોય છે, તેમ વિદ્વાનો નક્કી સત્પક્ષ (સાચા પક્ષ) નો સ્વીકાર કરનાર હોય છે. તે નાલીકવલ્લભા (કમલના તંતુને ખાનાર અથવા જેને કપટ વહાલું નથી); એવા વિદ્વાનો રાજહંસની પેઠે નીરક્ષીરનો વિવેક કરનાર હોય છે, માટે તેવા વિદ્વાનો આ મારી કૃતિમાંથી ગુણમાત્રનું ગ્રહણ કરો. દોષનો સ્વીકાર ન કરો, એમ હું ઇચ્છું છું. ૨૨.

### ગ્રંથ પરિભાષા.

મુખ્ય પ્રશ્નો ૮ છે, પણ પ્રત્યેક પ્રશ્નમાં અવાન્તર આઠ આઠ પ્રશ્નો હોવાથી કુલ ૬૪ પ્રશ્નો થયા છે. ૨૩

તે સર્વ પ્રશ્નોને સંખ્યાપૂર્વક લખીને એકેકનો ક્રમથી ઉત્તર અત્રે દર્શાવ્યો છે. ૨૪.

કારિકા (શ્લોક) રૂપે સંક્ષિપ્ત ઉત્તર પ્રથમ આપ્યો છે અને તેનાજ વિવરણરૂપે ફરીથી પ્રમાણપૂર્વક વિસ્તાર કર્યો છે. ૨૫

अंतेऽतीतार्थनिष्कर्षः पद्यैः सर्वत्र दर्श्यते ॥
सर्वेषूत्तरभागेषु प्रायेणायं क्रमोऽत्र मे ॥ २६ ॥
क्वचित्प्रासंगिकोऽत्रार्थोऽनापृष्टोपि निरूपितः ॥
स्वसिद्धांतोपकाराय भाविप्रश्नापनुत्तये ॥ २७ ॥

इति परिभाषा ॥

किंचित्सविस्तरमिदं विफलं किल स्या-
दित्थं विधाय सहसैव धियं नहेयम् ॥
संतः परश्रमनिरर्थकताजिहीर्षा-
वंतः कृपालव इहाऽस्ति ममार्थनेयम् ॥ २८ ॥
किंत्वेकवारमखिलं खलु नेत्रपात्रम्
कार्यं विचार्यमथ योऽत्र गुणश्च दोषः ॥
व्यक्तीभविष्यति स दर्पणमर्पणीयम्
किं पाणिकंकणपरीक्षणकामनायाम् ॥ २९ ॥

---

અને ઉત્તરને અંતે તેનો અત્યંત સાર પણ શ્લોકરૂપે દર્શાવ્યો છે. આવો ક્રમ સર્વે ઉત્તરોમાં એકસરખો રાખેલો છે. ૨૬

કોઇ કોઇ સ્થળે, તેમણે નહિ પૂછેલી એવી કેટલીક પ્રાસંગિક બાબતો પણ, પોતાના સિદ્ધાંતની અનુકૂળતામાટે તથા ભવિષ્યમાં બીજા પ્રશ્નો ઉઠતાં અટકે તેમાટે, ઉત્તરમાં નિરૂપણ કરી છે. ૨૭

પરિભાષા સમાપ્ત.

આ ગ્રંથ ઘણો મોટો છે, માટે નિરર્થક છે, એવી બુદ્ધિથી, તેનો ત્યાગ ન કરવો. કેમકે સજ્જનો હમેશાં બીજાના શ્રમની નિરર્થકતા નષ્ટ કરવાની ઇચ્છા રાખનાર દયાળુ હોયછે, માટે તેઓને મારી પ્રાર્થના છે કે, ૨૮

આ ગ્રંથ એકવાર પણ દૃષ્ટિગોચર કરવો, પછી તેનો વિચાર કરવો, જેથી તેમાં ગુણ કે દોષ જે હશે તે, આપોઆપ દેખાઈ પડશે કેમકે "હાથના કંકણની પરીક્ષામાટે આરસી" ની શી જરૂર ? ૨૯.

ઉપોદ્‌ઘાત સમાપ્ત.

## ॥ अथात्राष्टसु प्रधानप्रश्नेष्वाद्यः प्रश्नः ॥

### भवत्संप्रदायः तत्र संप्रदायशब्दस्य कोऽर्थः ॥

### ॥ उत्तरम् ॥

अथ श्रीहरिदासैर्यद्ब्रह्मरुद्रादिभिः सुरैः ॥
पुरा प्रादुष्कृतं वेदाद्भेदाभेदादिभेदतः ॥ १ ॥
सम्यक्परंपराप्राप्तं हरिमंत्रादिकर्मकम् ॥
सर्वप्रकर्षवद्दानं संप्रदायइहोच्यते ॥ २ ॥

तथाहि ॥ संप्रपूर्वाद्ददातेर्घञि आतोयुक्चिण्कृतोरिति युकि निष्पन्नः संप्रदायशब्दः ॥ तत्राऽस्य मंत्रादिकर्मकदानस्य समुपसर्गोक्तं सम्यक्त्वं नाम भगवदाज्ञया तद्भक्तैर्जीवेषु पूर्णकरुणार्णवांतःकरणैर्ब्रह्मरुद्रादिभिरनादिसिद्धवेदादुद्धृत्य प्रवर्त्तितत्वेन तच्छिष्यपरंपराप्राप्तत्त्वम् ॥ सं-

---

## હવે આઠ મુખ્ય પ્રશ્નમાંનો પ્રથમ પ્રશ્ન.

### તમારો સંપ્રદાય, તેમાં સંપ્રદાય શબ્દનો અર્થ શો?

### ઉત્તર.

અથ[1] શ્રીહરિના ભક્ત, બ્રહ્મા, રૂદ્ર, વગેરે દેવોએ વેદમાંથી ભેદ, અભેદ, ઇત્યાદિ ભેદપૂર્વક જે બહાર કાઢેલું, ઉત્તમ પરંપરાથી પ્રાપ્ત થએલું, સર્વ પ્રકારનો ઉત્કર્ષ જેમાં સમાયલો છે એવું, શ્રીહરિમંત્રાદિકનું જે દાન, તેનેજ અમે **સંપ્રદાય** કહીએ છીએ. ૧-૨

તેનો સ્પષ્ટાર્થ એવો કે, **સં**, અને **પ્ર** એ બે ઉપસર્ગની આગળ **દા** ધાતુને **ઘञ्** પ્રત્યય લાગતાં **आतोयुक् चिण्कृतोः** એ સૂત્રથી યુક્ કરતાં **સંપ્રદાય શબ્દ** સિદ્ધ થયો છે. તેમાં **દા** ધાતુનો અર્થ **દાન** અને **સં** એ ઉપસર્ગનો અર્થ સમ્યક્રીતે એટલે શ્રીભગવાન્ની આજ્ઞાથી, તેમના બ્રહ્મ, રૂદ્રાદિ ભક્તોએ, જીવો ઉપર દયાર્દ્ર અંતઃકરણપૂર્વક, અનાદિ સિદ્ધ વેદમાંથી બહાર કાઢીને

---

૧ અથ શબ્દ આરંભમાં અને ઇતિ સમાપ્તિમાં મૂકવાનો વૈદિક નિયમ છે. તે અથના અર્થો અમરકોષમાં:

मङ्गलानन्तरारम्भप्रश्नकार्त्स्न्येष्वथो अथ ॥

મંગલાચરણ, અનન્તર, આરંભ, પ્રશ્ન, અને કાર્ત્સ્ન્યં (સંપૂર્ણતા) એમ બતાવ્યા છે, આ ઠેકાણે તેમાંના ઘણાખરા લાગુ પડતા હોવાથી અથ શબ્દ વાપર્યો છે.

**प्रदायानां ब्रह्मादिप्रवर्त्तितत्वं तु भवतामपि संमतम् ॥ यथा-बृहदारण्यकभाष्यारंभ आहुः शंकराचार्याः ॥ ॐनमोब्रह्मादिभ्योब्रह्मविद्यासंप्रदायकर्तृभ्योवंशर्षिभ्योनमोगुरुभ्यइति ॥ इदंच विशेषतः कियत्कालात्प्रवृत्तइत्यस्योत्तरे प्रपंचयिष्यते ॥ प्रकृष्टत्वं चाऽस्य दानस्य वेदार्थकर्मकत्वादेव ॥ तथाहि ॥ धर्मब्रह्मणी एव कांडभेदेन कृत्स्नस्य वेदस्य प्रमेयत्वादर्थः ॥ ॥धर्मब्रह्मप्रतिपादकापौरुषेयवाक्यस्यैव वेदत्वात् ॥ तत्र संप्रदायेषु धर्मप्रदानं तु शिष्येभ्यः शिक्षणोपदेशादिद्वारा ॥ अजिज्ञासितमद्धर्मोगुरुं मुनिमुपाव्रजेदित्यादिषु तदर्थे सांप्रदायिकगुरूपसत्तेर्विहितत्वात् ॥ धर्मदानस्य सर्वोत्कृष्टत्वं तु तत्रतत्र श्रुतिस्मृतिपुराणेषु प्रसिद्धमेव ॥ अथ ब्रह्मप्रदानमपि तत्तन्महामंत्रोपदेशद्वारा मनननिदिध्यासनोपकृतश्रवणद्वाराच ॥ तत्र आथर्वणानां**

---

પ્રવૃત્ત કરેલું, અને શિષ્ય પરંપરાથી આવેલું મંત્રનું જે દાન તે **સંપ્રદાય** શબ્દનો અર્થ છે. બ્રહ્માદિકોએ સંપ્રદાય પ્રવૃત્ત કર્યા છે, એ શ્રીશંકરાચાર્ય-મતાવલંબી તમોને પણ સંમત છે. કારણ કે શ્રીમચ્છંકરાચાર્યજીએ પોતાના બૃહદારણ્યકાદિક ઉપનિષદ્‌ના ભાષ્યના આરંભમાં, બ્રહ્મવિદ્યાના સંપ્રદાયને પ્રવૃત્ત કરનાર બ્રહ્માદિકને નમસ્કાર; અને વંશપરંપરાગત ઋષિયોને પ્રણામ, કરીને-પછી સદ્ગુરુને નમન કર્યું છે. આ સર્વ વિચાર વિશેષે કરીને **कियत्कालात्प्रवृत्तः ॥** ક્યારથી શરૂ થયો છે? એ પ્રશ્નના ઉત્તરમાં વિસ્તારથી કહીશું. **प्र** એ ઉપસર્ગનો અર્થ પ્રકર્ષ એવો છે, હવે દાનનો પ્રકર્ષ એટલામાટેજ છે કે તે દાન વેદમાંથીજ નીકળેલું છે. તેનોજ સ્પષ્ટાર્થ એવો છે કે સર્વ વેદોનો પ્રમેયાર્થ બે કાંડથી કહ્યો છે. ૧ ધર્મ, ૨ બ્રહ્મ. કારણ ધર્મ અને બ્રહ્મ એ બેઉનું પ્રતિપાદન કરનાર જે અપૌરૂષેય વાક્ય તેનેજ વેદ કહેછે. તે વેદમાં કહેલા સંપ્રદાયોમાં શિષ્યોને ઉપદેશદ્વારા ધર્મનું **પ્રદાન** કર્યું છે. કારણ કે જે પોતાનો ધર્મ જાણતો નથી, પણ જાણવાની ઇચ્છા રાખે છે, તેમણે મુનિ એવા ગુરુપાસે જવું. તે માટે સંપ્રદાયપ્રવર્ત્તક ગુરુપાસે જવાનું વેદમાં વિધાન છે. **ધર્મદાન** સર્વ દાનોમાં શ્રેષ્ઠ છે, એમ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાં ઠેકઠેકાણે વારંવાર કહેલું છે.

હવે **બ્રહ્મદાન** પણ તે તે વેદોક્ત મહામંત્રના ઉપદેશથી, શ્રવણદ્વારા, મનન, નિદિધ્યાસન માટે ઉપયોગી છે. તે અથર્વણ વેદના કૈવલ્યોપનિષ-

कैवल्योपनिषदि ॥ ॐ अथाश्वलायनोभगवंतं परमेष्ठिनं परिसमेत्योवाच अधीहि भगवन् ब्रह्मविद्यां वरिष्ठां सदा सद्भिः सेव्यमानां निगूढां ययाऽचिरात् सर्वपापं व्यपोह्य परात्परं पुरुषमुपैति विद्वान् ॥ तस्मै सहोवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोगादवेहि ॥ नकर्मणा नप्रजया धनेन त्यागेनैकेनाऽमृतत्वमानशुरिति ॥ गीतायाम् ॥ भक्त्या त्वनन्यया शक्यः ॥ भक्त्या लभ्यस्त्वनन्यया ॥ श्रीभागवते ॥ प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडंबनम् ॥ भक्त्यैव तुष्टिमभ्येति विष्णुर्नान्येन केनचित् इत्यादिभिः श्रौतस्मार्तपौराणवचनैर्भगवतो भक्तिमदेकलभ्यत्वश्रावणात् भक्तत्वस्यच एवंधर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् ॥ मयि संजायते भक्तिः ॥ भक्तिरुपद्यते पुंसाम् ॥ विनाश्रीवैष्णवं धर्मं प्रसादं सद्गुरोर्विना ॥ विना श्रीवैष्णवीं दीक्षां कथं-

દમાં ભગવાન્ પરમેષ્ઠી (બ્રહ્મ) પાસે જઇને આશ્વલાયન ઋષિ બોલ્યાઃ— મહારાજ! સત્પુરુષોએ નિરંતર સેવેલી, અત્યંત ગુપ્ત એવી, અને જેના યોગથી સર્વ પાપ નષ્ટ થઇને જ્ઞાની થઇને પરાત્પર પુરુષોત્તમની પાસે જવાય છે એવી, બ્રહ્મવિદ્યા આપ મને ભણાવો. તે આશ્વલાયનને બ્રહ્માએ કહ્યું, શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાન એનાથી તમે જાણો. કારણ બ્રહ્મજ્ઞાન કર્મ કરવાથી, સંતતીથી, કે ધનદોલતથી, મળતું નથી. પરંતુ તે સર્વનો ત્યાગ કરીને અનન્ય ભક્તિ કરવાથીજ અમૃતરૂપ બ્રહ્મજ્ઞાન મળેછે. ગીતામાં કહ્યું છે કેઃ—

અનન્ય ભક્તિથી હું મળું છું. અનન્ય ભક્તિથીજ હું મળવો શક્ય છું. શ્રીભાગવતમાં કહ્યું છે કે, નિર્મલ ભક્તિથી શ્રીહરિ પ્રસન્ન થાય છે. બાકી સર્વ વિટમ્બણા છે. ભક્તિના યોગથી શ્રીહરિ પ્રસન્ન થાયછે, બીજા કોઈ પણ સાધનથી થતા નથી. વગેરે શ્રુતિ, સ્મૃતિ અને પુરાણનાં વચનોથી, પરમેશ્વરની અનન્ય ભક્તિ કરનારનેજ તે મળે છે, એમ સંભળાય છે.

ભક્તપણું કોને પ્રાપ્ત થાયછે? એ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું છે કે, હે ઉદ્ધવ! આત્મનિવેદન કરનાર મનુષ્યને, મેં કહેલા ધર્મથી મારાપર ભક્તિ ઉત્પન્ન થાયછે. શ્રીમાન્ વૈષ્ણવ ધર્મ સિવાય, સદ્ગુરુની કૃપા સિવાય, શ્રીવૈષ્ણવી દીક્ષા લીધા વિના, શ્રીભગવદ્ભક્ત કેમ થવાય? ઇત્યાદિ શ્રીભાગવત, પદ્મપુ-

भागवतोभवेदित्यादिश्रीभागवतपाद्मादिवचनैर्वैष्णवमंत्रो-पदेशैकसाध्यत्वकथनात् मंत्राणां च पाद्मगौतमीयतंत्रादिषु संप्रदायविहीना ये मंत्रास्ते निष्फला मता इति सर्वथा-संप्रदायैकसाध्यग्रहणकत्ववचनात् मंत्रद्वारा ब्रह्मदानं संप्रदायेषु ॥ अथ विविधोपनिषत्सूत्रगीतादिश्रावणद्वारा-ब्रह्मप्रदानमपि एतदधीनं ॥ तद्विज्ञानार्थं सगुरुमेवाभिगच्छेदिति नियमेनश्रवणस्य पारंपरिकगुरूपसत्त्येकसाध्यत्व-श्रावणात् ॥ श्रवणस्य मननिदिध्यासनोपकृतस्य ब्रह्म-साक्षात्कारहेतुत्वंतु सतां राजमार्गेषु अनेकोपनिषड्डिंडिभिः सहस्रशोघुष्यतइत्यलं ॥ एवं ब्रह्मसाक्षात्कारहेतुत्वादेव संप्रदायपदार्थस्य सर्वदानेभ्यः प्रकृष्टत्वम् ॥

अतएव याज्ञवल्क्यः स्वस्मृतौ ( अ० १ ) दानप्रकरणे विविधदानानि निरूप्य सर्वांते उपदेशादिद्वारकं सर्वफल-भूतब्रह्मणः प्रदानं संप्रदायापरपर्यायं सर्वेभ्योप्यत्यंत-

---

રાણાદિકનાં વચનોથી વૈષ્ણવ મંત્રોપદેશથીજ સાધ્ય એવા ભક્તિ કરનાર ભક્ત બનેછે. મંત્રનો વિચાર પદ્મપુરાણ તથા ગૌતમી તંત્ર વગેરેમાં કહેલો છે. તે એવો કે જે મંત્ર **સંપ્રદાય**થી રહિત છે, તે સર્વ મંત્ર નિષ્ફળ છે. એમ સર્વ પ્રકારે સંપ્રદાયથીજ સાધ્ય જે મંત્રગ્રહણ, તે દ્વારેજ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે.

વિવિધ ઉપનિષદો, સૂત્રો, ગીતા વગેરે શ્રવણ કરવાથી, બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાયછે. તે બ્રહ્મજ્ઞાન થવામાટે ગુરુપાસેજ જવું જોઇએ, એવો નિયમ કહ્યો છે. માટે પરંપરા પ્રાપ્ત સદ્‌ગુરુપાસે જઇને વેદાન્તજ્ઞાન સાંભળવું જોઇએ. શ્રવણ કરવાથી, મનન થાયછે, અને મનન થવાથી નિદિધ્યાસન (નિરંતર ધ્યાન) થાયછે, તેવા ધ્યાનથી સમાધિ થતાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાયછે. એ વાત સત્પુરુષોના રાજમાર્ગમાં અનેક ઉપનિષદોએ દોંડી પીટીને હજારો વખત સંભળાવી છે. એજ પૂરતું છે. એ રીતે બ્રહ્મસાક્ષાત્કાર થવાનું કારણ **સંપ્રદાય**, અને તે સંપ્રદાય શબ્દનો અર્થ, સર્વ દાન કરતાં ઉત્તમ દાન એજ છે. માટે યાજ્ઞવલ્કય મુનિયે પોતાની સ્મૃતિના પ્રથમ અધ્યાયના દાન-પ્રકરણમાં નાના પ્રકારનાં દાનોનું નિરૂપણ કરીને, છેવટે ગુરુપરંપરાના ઉપ-દેશથી આવેલું, જેને **સંપ્રદાય** એવું બીજું નામ છે, એવું પરબ્રહ્મસંબંધી જ્ઞાનનું **પ્રદાન**, એ સર્વ દાનથી અત્યન્ત શ્રેષ્ઠ દાન છે એમ કહ્યું છે. (૧૫)

**गरीयस्त्वेनाह ( श्लो०१५ ) सर्वधर्ममयं ब्रह्म प्रदानेभ्योधिकं यतः॥ तद्ददत्समवाप्नोति ब्रह्मलोकमविच्युतम् ॥ नचाऽत्र ब्रह्मशब्देन वेदमात्रं शंक्यम्॥ब्रह्मशब्देन परमात्मनोऽपि स्मृतिषु व्यवह्रियमाणत्वात् ॥ एतदग्रे श्राद्धप्रकरणे श्राद्धार्हब्राह्मणेषु वेदविद्भ्यः पार्थक्येन श्रोत्रियो ब्रह्मविद्युवेति परमात्मज्ञानिनोगणनेन तद्वदत्रापि ब्रह्मशब्दस्य परमात्मपरत्वावगमाच्च ॥ अतएव द्वितीयाध्याये मनुरपि ( श्लो० १४० ) उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद्द्विज इत्यादिना संपूर्णवेदवेदैकदेशाध्यापकादीन्निरूप्य सर्वांते ( श्लो० ४४ ) यआवृणोत्यवितथं ब्रह्मणा श्रवणावुभौ ॥ समाता सपिता ज्ञेयस्तं नद्रुह्येत्कदाचनेति सर्वाधिकतया प्रदातुरुत्कर्षमुखेन ब्रह्मदानस्यैव संप्रदायत्वनिर्वाहकं प्रकर्षं ब्रूते ॥ कौथुमीयानां सांऽहित्युपनिषदि तृती-**

સર્વદાન કરતાં અધિક, સર્વ ધર્મમય બ્રહ્મજ્ઞાન છે, તે આપનાર સદ્‌ગુરુ પોતે અક્ષય બ્રહ્મલોકને પામેછે. આ શ્લોકમાં **બ્રહ્મ** શબ્દ છે, માટે તેનો અર્થ વેદ (શબ્દબ્રહ્મ) માત્ર લેવો, એવી શંકા કોઇએ ઉઠાવવી નહિ, કેમકે સ્મૃતિ ગ્રંથોમાં પરમાત્માવાચક બ્રહ્મશબ્દથી વારંવાર વ્યવહાર કરેલો છે. તેનીજ આગળ શ્રાદ્ધપ્રકરણમાં શ્રાદ્ધને યોગ્ય બ્રાહ્મણ કોણ? તેનો વિચાર ચાલતાં, વેદ જાણનારા બ્રાહ્મણ કરતાં, બ્રહ્મવેત્તા તરુણ શ્રોતિય બ્રાહ્મણ જુદો કહ્યો છે. માટે પરમાત્માનું જ્ઞાન સંપાદન કરનારને બ્રહ્મવિત્ કહેછે. તેમજ આ ઠેકાણે પણ **બ્રહ્મ** શબ્દથી પરમાત્માનુંજ ગ્રહણ થાયછે. માટેજ મનુસ્મૃતિના બીજા અધ્યાયના ૧૪૦ મા શ્લોકમાં કહ્યું છે કેઃ—

જે દ્વિજ ગુરુ જનોઈ આપીને, તેને વેદ ભણાવે, એમ કહીને, સંપૂર્ણ વેદ અથવા તેની એક શાખા શીખવનારને ગુરુ કહીને, છેવટે શ્લોક ૪૪ મામાં બ્રહ્મજ્ઞાનથી આપણા બેઉ કાનને જે ભરે છે તે, બ્રહ્મજ્ઞાનદાતા ગુરુ તેજ માતા અને તેજ પિતા જાણવો. તેનો કદીપણ દ્રોહ કરવો નહિ. એવી રીતે સર્વ કરતાં બ્રહ્મજ્ઞાનદાતા ગુરુનો ઉત્કર્ષ કહ્યો છે. માટે બ્રહ્મજ્ઞાનનું દાન એજ **સંપ્રદાય** શબ્દનો ખરો અર્થ મહર્ષિ મનુએ પણ દર્શાવ્યો છે.

સામવેદની કૌથુમીશાખાના સાંહિતી ઉપનિષદ્‌ના ત્રીજા ખંડમાં એ અર્થ

यखंडे चेदं स्फुटम् ॥ तदिह याज्ञवल्क्यवचने ब्रह्मशब्देन परमात्मा ॥ अथचास्तु वेदोपीह ब्रह्मशब्देन तंत्रात्संगृहीतः परमात्मदानस्याऽपि उपनिषदादिरूपवेदोपदेशद्वारकत्वात् ॥ तथा संवर्तस्मृतावपि ( श्लो० ४३ ) दानंच विधिना देयमशुभांतकरं शुभमित्यादिना दाननिरूपणमुपक्रम्य कियंति दानानि निरूप्य ( श्लो० ५१ ) भूताभयप्रदानेन सर्वकामानवाप्नुयादित्यादिना सर्वेभ्यो दानेभ्योऽस्य प्रकर्ष उक्तः ॥ अतिप्रशंसितमभयदानंचेदं ब्रह्मप्रापणरूपमेव ॥ सर्वथा भयाभावस्य तदेकसाध्यत्वमिति श्रुतिसिद्धांतात् ॥ अतएव तृतीयस्कंधसप्तमाध्याये ( श्लो० ४० ) सर्ववेदाश्च यज्ञाश्च तपोदानानि चाऽनघ ॥ जीवाभयप्रदानस्य न कुर्वीरन् कलामपीति मैत्रेयंप्रति तत्त्वजिज्ञासोर्विदुरस्य वचने ब्रह्मप्राप्तिहेतुतत्त्वोपदेशद्वारकमेव जीवाभयप्रदानं श्रीधरस्वामी व्याचष्टे ॥ एव-

---

સ્પષ્ટ છે. માટે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં બ્રહ્મશબ્દથી પરમાત્માનું ગ્રહણ છે. અથવા બ્રહ્મશબ્દથી વેદનું પણ ગ્રહણ તંત્રગ્રંથથી સિદ્ધ છે અને ઉપનિષદાદિરૂપ વેદના ઉપદેશ દ્વારે પરમાત્માનું જ્ઞાન થાયછે. તેમજ સંવર્તસ્મૃતિમાં કહ્યું છે ( શ્લોક ૪૩ ).

પોતાનાં પાપ નષ્ટ કરવાસારૂ નાના પ્રકારનાં શુભદાનો કરવાં. એમ દાનપ્રકરણનો ઉપક્રમ કરીને કેટલાંક દાનો કહીને ( શ્લોક ૫૧ ) ભૂતોને (પ્રાણીઓને) અભયપ્રદાન દાન કરવાથી સર્વ ઇચ્છા પૂર્ણ થાયછે. આ ઉપરથી સર્વ દાન કરતાં અભયદાનનો ઉત્કર્ષ કહ્યો છે. તે ઉત્કર્ષવાળું અભયદાન કયું? પરબ્રહ્મની પ્રાપ્તિ કરી આપે તેજ. કેમકે સર્વ પ્રકારના ભયનો અભાવ બ્રહ્મજ્ઞાનથીજ સાધ્ય છે, એવો વેદનો સિદ્ધાંત છે. માટેજ શ્રીભાગવતના ત્રીજા સ્કંદના ૭ મા અધ્યાયના ૪૦ મા શ્લોકમાં કહ્યું છે કે સર્વ વેદ, યજ્ઞ, તપ, દાન, એ સર્વથી જીવને અભયદાનની એક કળા પણ પ્રાપ્ત થતી નથી, એમ મૈત્રેય એમણે, તત્ત્વજ્ઞાનની ઇચ્છા કરનાર વિદુરે કરેલા પ્રશ્નના ઉત્તરમાં કહ્યું છે અને તેના ઉત્તરમાં બ્રહ્મપ્રાપ્તિ કરી આપનાર જે ઉપદેશ, તે દ્વારે જીવને અભય પ્રદાન મળેછે, એવું શ્રીધર

**मेव वारिदस्तृप्तिमाप्नोति सुखमक्षय्यमन्नदइत्यादिना दानेषु देयविशेषेण फलविशेषं वदन्मनुः सर्वदानांते ब्रह्मदो- ब्रह्म शाश्वतम्॥ सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यत इति सर्वदानापेक्षया अस्य दानस्य संप्रदायत्वनिर्वाहकं प्रकर्ष- माह ॥ तथा माधवकृतायां पराशरव्याख्यायां प्रथमाध्याये ( श्लो० ३७ व्याख्याने ) भविष्योत्तरे ॥ आर्त्तानामन्नदा- नंचेत्याद्युपक्रम्य सुवर्णं याजकानां च विद्यांचैवोर्ध्वरेतसां ॥ कन्यां चैवानपत्यानां ददतां गतिरुत्तमेति ॥ विद्या ब्रह्मप्रापिका उपनिषन्महामंत्रादिरूपा ॥ ऊर्ध्वरेतसां ब्रह्म- चारिप्रभृतीनां त्रयाणाम्॥ विद्याशब्दस्येदृशार्थकत्वंतु यदेव- विद्ययाकरोतीत्यादिषु प्रसिद्धम् ॥ नचैवं गृहस्थस्य संप्रदा- यानधिकारः शंक्यः ॥ ऊर्ध्वरेतस्सु विद्यादानस्य शीघ्रं मो-**

---

સ્વામીએ વ્યાખ્યાન પણ કર્યું છે. એવીજ રીતે પાણીનું દાન કરનાર તૃપ્તિ પામેછે. અન્ન દેનાર અક્ષયસુખ પામેછે. એવી રીતે દરેક દાનમાં જે જે આપવાની વસ્તુ તેના દાનનું વિશેષ ફળ કહીને, છેવટે મનુમહારાજ બ્રહ્મજ્ઞાનનું દાન કરનારને શાશ્વત બ્રહ્મની પ્રાપ્તિ થાયછે એમ કહેછે. માટે આ ઉપરથી સર્વ દાન કરતાં બ્રહ્મજ્ઞાન દાન શ્રેષ્ઠ છે. માટેજ તેવું દાન એજ સંપ્રદાય શબ્દનો ખરો અર્થ છે. માધવકૃત પરાશર સ્મૃતિના પ્રથમાધ્યાયના શ્લોક ૩૭ ની વ્યાખ્યામાં ભવિષ્યોત્તર પુરાણનું વચન છે, કે આર્તને અન્નદાન કરવું એવો ઉપક્રમ કરી, યાજકને સુવર્ણદાન આપવાથી, બ્રહ્મચારીને વિદ્યાદાન આપવાથી અને અનપત્ય(પુત્ર પુત્રી વિનાના પુરુષ)ને કન્યાદાન આપવાથી શ્રેષ્ઠગતિ મળેછે.

આ ઠેકાણે વિદ્યા એટલે બ્રહ્મપ્રાપ્તિ જેનાથી થાયછે તે ઉપનિષદ્ મહામન્ત્ર સ્વરૂપી બ્રહ્મવિદ્યા જાણવી. કારણ બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસી આ ત્રણ આશ્રમીને જે વિદ્યાદાન કરવાનું છે, તે વિદ્યા શબ્દનો અર્થ "**यदेव विद्यया करोति**" ઇત્યાદિ વેદવાકયમાં બ્રહ્મવિદ્યા જે લીધી છે તેજ વિદ્યા જાણવાની છે. એ પ્રસિદ્ધ છે. માટે આ ઉપર એવી શંકા ઉઠેછે કે, ગૃહસ્થાશ્રમીને સંપ્રદાય એટલે મહામંત્રનો અધિકારજ નથી કે શું? પરંતુ ઊર્ધ્વરેતસ એટલે બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસી, એ ત્રણને વિદ્યાદાન કરવાથી તેને

क्षरूपफलसंपत्त्या दातुः फलाधिक्यमित्येव वचनतात्पर्येण इतरत्र तद्दाननिषेधासिद्धेः ॥ सर्वाश्रमेष्वपि संप्रदायावश्यकत्वं च विस्तरात् किमाश्रमनिष्ठइति प्रश्नस्योत्तरे निरूपयिष्यामः ॥ एवमार्त्तादिषु अन्नादिदानस्यापि फलाधिक्यमेव विवक्षितम् ॥ अन्यथा अनार्त्तादिषु तद्दाननिषेधप्रसंगात् ॥ एवमत्रिस्मृतावपि ( श्लो० ३१६ ) क्षौमजं वाऽथ कार्पासमित्यादिना दानानि निरूप्य सर्वांते ( श्लो० ३२८ ) सर्वेषामेव दानानां विद्यादानं ततोऽधिकम् ॥ पुत्रादिस्वजने दद्याद्विप्राय च विकैतवे॥सकामः स्वर्गमाप्नोति निष्कामोमोक्षमाप्नुयादिति फलोत्कर्षकथनेन ब्रह्मविद्यादानापरपर्यायस्य भगवन्मंत्रादिकर्मकतया मोक्षसाधकत्वेन सर्वेभ्यः प्रकृष्टं उपदेशरूपं सन्मंत्रादिदानमेव संप्रदायशब्दार्थः ॥ नन्वे-

---

બીજી કંઈ વિશેષ પ્રવૃત્તિ ન હોવાથી મોક્ષરૂપ ફળસંપત્તિ જલદી પ્રાપ્ત થાયછે, માટે, તેને વિદ્યાદાન કરવાથી અધિક ફળ મળેછે, એવું તે વચનનું તાત્પર્ય છે. એ ઉપરથી ગૃહસ્થને મહામંત્ર દાન કરવાનો નિષેધ થતો નથી. કારણ ચારે આશ્રમીને સંપ્રદાયની આવશ્યકતા છે, એવો અર્થ किमाश्रमनिष्ठः, એ પ્રશ્નના ઉત્તરમાં વિસ્તારથી નિરૂપણ કરીશું. તેજ પ્રમાણે આર્ત ( પીડિત ) વગેરેને અન્નદાન કરવાની આવશ્યકતા કહેલી છે. કારણ તેમાં ફલાધિક્ય છે, એ ઉપરથી આર્ત ન હોય, તેવાને અન્નદાન કરવાનો નિષેધ નથી. એવીજ રીતે અત્રિસ્મૃતિમાં શ્લોક ૩૧૬ કહ્યું છે કે:—

રેશમી વસ્ત્રનું દાન, સૂત્રાઉ વસ્ત્રનું દાન એવી રીતે સર્વ દાનનું નિરૂપણ કરીને છેવટે, શ્લોક ૩૨૮ માં સર્વદાન કરતાં વિદ્યાદાન એ અતિશ્રેષ્ઠ છે, તે દાન પુત્ર ઇત્યાદિક પોતાના સ્વજનોને અને નિષ્કપટી બ્રાહ્મણને આપવું. તે આપનાર જો સકામ હોય તો, તેને સ્વર્ગપ્રાપ્તિ થાયછે અને નિષ્કામ હોય તો તેને મોક્ષ મળેછે. એ રીતે બ્રહ્મવિદ્યાના ફળનો ઉત્કર્ષ કહીને તેનોજ પર્યાયવાચક શબ્દ **સંપ્રદાય** છે, એમ દેખડાવ્યું છે; માટે **સંપ્રદાય** એટલે મહામંત્રરૂપ બ્રહ્મવિદ્યાનું દાન એ સર્વથી શ્રેષ્ઠ છે. એ મંત્રની મૂળભૂત જે શ્રુતિ છાંદોગ્ય ઉપનિષદમાં અધ્યાય ૩ ખંડ ૧૧ મધુવિદ્યાને છેડે છે. ત્યાં કહ્યું છે, કે તે આ બ્રહ્મવિદ્યા બ્રહ્મદેવે ( દક્ષાદિ ) પ્રજાપતિને કહી છે. પ્રજાપતિયે મનુને કહી, મનુએ પ્રજાને કહી,

**संप्रदायस्य तत्त्वनिर्वाहकः सर्वापेक्षया प्रकर्षोदर्शितः ॥ एतन्मूलभूतां श्रुतिमपि मधुविद्यांते छंदोगा आमनंति ( अ० ३ खंड ११ ) तद्धैतद्ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्यस्तद्धैतदुद्दालकायारुणये ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रोवाच इदंवाव तज्ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रब्रूयात् प्राणाय्यायवान्तेवासिने नान्यस्मै कस्मैचन यद्यप्यस्मा इमामद्भिः परिगृहीतां धनस्य पूर्णां दद्यादेतदेव ततोभूयइत्येतदेव ततोभूयइतीति॥प्राणाय्याय योग्याय ॥ अंतेवासिने शिष्याय ॥ इहापि संप्रदायपदघटकसमुपसर्गार्थनिर्वाहिकां परंपरामुक्त्वा प्रशब्दार्थभूतः सर्वदाननिरूपितः प्रकर्षोपि धनपूर्णसमुद्रांतपृथ्वीदानादपि भूयस्त्वकथनेन दर्शितः ॥ बृहस्पतिस्मृतौ ॥ इष्ट्वा ऋतुशतं राजा समाप्तवरदक्षिणं ॥ भगवंतं गुरुश्रेष्ठं पर्यपृच्छद्बृहस्पतिम् ॥ भगवन् केन दानेन सर्वतः सुखमेधते ॥ यदक्षयं महार्थंच ततोब्रू-**

---

તે આ બ્રહ્મવિદ્યા શ્વેતકેતુ નામના જ્યેષ્ઠ પુત્રને તેના પિતાએ કહી તે આ બ્રહ્મવિદ્યા પિતાએ જ્યેષ્ઠ પુત્રને નિરંતર કહેવી. માત્ર તે પુત્ર વિનયી અને અંતેવાસી (પાસે રહેનારો શિષ્ય) હોવો જોઇએ. બીજા કોઇને એ વિદ્યા આપવી નહિ. વિનયી કે અંતેવાસી ન હોય તેવો બી જો કોઈ ગમે તેટલું અધિક દ્રવ્ય આપે તોપણ તેને એ બ્રહ્મવિદ્યા આપવી નહિ. આ વાકયથી પણ સંપ્રદાય શબ્દમાં રહેલા **સં**, એ ઉપસર્ગનો અર્થ પરંપરાથી આવેલું બ્રહ્મવિદ્યાનું દાન એ સ્પષ્ટ કહીને, **પ્ર** શબ્દથી જે આધિકયરૂપી અર્થ એટલે સર્વદાનમાં શ્રેષ્ઠ એ કહ્યું છે.

તે વિદ્યા શ્રેષ્ઠ કેવી છે? તે દર્શાવવા કહ્યું છે કે દ્રવ્યથી સંપૂર્ણ ભરેલી સમુદ્ર વલયાંકિત પૃથ્વીદાન કરતાં પણ, આ વિદ્યા મોટી છે. બૃહસ્પતિ સ્મૃતિમાં રાજાએ ૧૦૦ અશ્વમેધયજ્ઞ કર્યા પછી, પોતાનો શ્રેષ્ઠગુરુ જે ભગવાન્ બૃહસ્પતિ તેને જઇને પ્રશ્નકર્યો કે હે મહારાજાં કયું દાન કરવાથી સર્વ પ્રકારનું સુખ પ્રાપ્ત થાયછે? એવું અક્ષય અને મોટો અર્થ આપનાર એવું જે મોટું તપ હોય તે મને કહો. એવી રીતે અક્ષય્ય રહેનાર જે મહાર્થ, તેના દાનવિષે ઇંદ્રે પોતાના ગુરુ જે બૃહસ્પતિ તેને

हि महातप इत्यक्षय्यमहार्थदानविषयप्रश्ने सति एवमिंद्रेण पृष्टोऽसौ देवदेवपुरोहितः ॥ वाचस्पतिर्महाप्राज्ञो बृहस्पतिरुवाच हेत्युपक्रम्य भूम्यादिदानप्रशंसानंतरमुच्यते ॥ त्रीण्याहुरतिदानानि गावः पृथ्वी सरस्वती ॥ तारयंतीह दातारं जपवापनदोहनैरिति सरस्वतीदानमुक्तं ॥ इदमेवोत्तममंत्रोत्तमशास्त्रविषयकं पारंपरिकं चेत्संप्रदायशब्दवाच्यं भवति इदंचैतन्मूलभूतायां कौथमीयानां सां॰हित्योपनिषदि तृतीयचतुर्थखंडविचारेण स्फुटीभवति ॥ इदंवाक्यंच तत्रैव चतुर्थखंडे नरकादुद्धरंत्येते जपवापनदोहनादित्युत्तरार्द्धपाठभेदेन दृश्यते ॥ एवमितराण्यपि अर्थतः संप्रदायोत्कर्षबोधकानि वचनानि तत्रतत्र स्मृतिपुराणादिषु द्रष्टव्यानि ॥ तस्मात्परंपराप्राप्तत्वेन समीचीनं भगवन्मंत्रादिकर्मतया मोक्षसाधकत्वेन सर्वेभ्यः प्रकृष्टं उपदेशरूपं सन्मन्त्रादिदानमेव संप्रदायशब्दार्थः ॥

---

પ્રશ્ન કરતાં, તેના ઉત્તરમાં મહાબુદ્ધિમાન્ વાક્પતિ બૃહસ્પતિએ પૃથ્વી ઇત્યાદિક દાનની પ્રસંશા કરીને, કહ્યું કે મુખ્ય અતિદાન ૩ કહ્યાં છે. ગાય, પૃથ્વી અને સરસ્વતી. એ ત્રણ દાનો અનુક્રમે જપ, વાપન અને દોહન એ ત્રણના યોગથી દેનારને તારે છે. એ ત્રણમાં પણ સરસ્વતીદાન ઉત્તમ કહ્યું છે. આ ઠેકાણે સરસ્વતીદાન એટલે પરંપરાથી આવેલું ઉત્તમ શાસ્ત્રવિષયક બ્રહ્મજ્ઞાન એજ સંપ્રદાય શબ્દનો વાચ્ય અર્થ છે. એના મૂળભૂત કૌથુમીયશાખાના સાંહિત્ય ઉપનિષદ્દના ૩-૪ ખંડમાં વિચારપૂર્વક એ વાત સ્પષ્ટ કરી છે, અને એજ વાકય તે ઠેકાણે ચોથા ખંડમાં જપ, વાપન અને દોહન ઇત્યાદિકનું દાન કરનારાઓને નરકથી ઉદ્ધાર થાયછે એવો શ્લોકના ઉત્તરાર્ધનો પાઠ છે, એમ દેખાય છે. એવીજ રીતે, અર્થથી સંપ્રદાયનો ઉત્કર્ષ બોધક વચનો સ્મૃતિ, અને પુરાણોમાં ઠેકઠેકાણે ઘણાં મળેછે તે જોવાં. મતલબકે પરંપરાથી પ્રાપ્ત થએલું શ્રેષ્ઠ ભગવન્મંત્રાદિકનું જે દાન એજ મોક્ષનું સાધન છે માટે સર્વ કરતાં પ્રકૃષ્ટ (શ્રેષ્ઠ) ઉપદેશરૂપી જે સન્મંત્રદાન એજ સંપ્રદાય શબ્દનો અર્થ છે.

**नन्वेवमपि नाऽस्य दानत्वं युक्तं स्वस्वत्वनिवृत्तिपूर्वकपरस्वत्वोपपादनस्यैव दानत्वात् ॥ इहच शिष्येभ्यउपदिष्टे मंत्रादौ गुरोः स्वत्वनिवृत्त्यभावात् तन्निवृत्त्यंगीकारेच स्वयं तज्जपकरणस्य शिष्यांतराय तद्दानस्य चाऽसंभवापत्तेः ॥ मंत्रादेः सुवर्णादिवद्धस्ते दातुमशक्यत्वाच्चेति चेन्मैवम् ॥ धर्मशास्त्रेहि स्वकपोलकल्पितयुक्तिं विहाय व्यवस्थामात्रं शास्त्रानुसारेणैव कर्त्तुमुचितं शास्त्रं चास्य स्पष्टमेव दानत्वं निरूपयति पूर्वोपन्यस्तवचनेभ्यः ॥ अतोऽत्र गुरोर्मंत्रादिषु स्वस्वत्वनिवृत्त्यभावेऽपि तेषूपदेशद्वारा परस्वत्वोपपादनरूपमेव दानमित्यादरणीयम् ॥ अतएवाचाराध्याये दानप्रकरणे ( श्लो० १५ ) सर्वधर्ममयं ब्रह्म प्रदानेभ्योऽधिकं यतइत्यस्य व्याख्याने विज्ञानेश्वरः ॥ अत्रच ब्रह्मदाने परस्वत्रोत्पादनमात्रं दानम्॥स्वत्वनिवृत्तेः कर्त्तुमशक्यत्वादि-**

---

હવે એવી શંકા ઊઠે કે મંત્રદાન કરવું એ દાન થતું નથી, કારણ દાનનું લક્ષણ, પોતાના સ્વામિત્વની નિવૃત્તિપૂર્વક બીજાનું જે સ્વામિત્વ ઉત્પન્ન કરવું તે છે. એ ઠેકાણે શિષ્યને ગુરુએ મંત્રાદિકનો ઉપદેશ કરવાથી, ગુરુપાસેથી મળેલા તે મંત્રની સત્તા નીકળતી નથી. જો ગુરુની મંત્ર ઉપરની પોતાની સત્તા નષ્ટ થાયછે, એમ માનીએ તો, તે ગુરુએ કરેલા જપનું ફળ ગુરુને મળશે નહિ, અને બીજા શિષ્યને તે મંત્રનું દાન પણ કરી શકશે નહિ; કારણ મંત્ર ઇત્યાદિક છે, તે સુવર્ણ વગેરે પદાર્થની પેઠે હાથમાં આપવા અશક્ય છે.

એવી શંકા બરાબર નથી. ધર્મશાસ્ત્રમાં પોતાની કપોલકલ્પિત યુક્તિ છોડીને, માત્ર શાસ્ત્રને અનુસરીને વ્યવસ્થા કરવી યોગ્ય છે. કારણ શાસ્ત્રમાં મંત્રોપદેશને દાન પૂર્વે કહેલાં વચનોમાં સ્પષ્ટ ગણેલું છે. માટે ગુરુપાસેથી જે મંત્રાદિક શિષ્યને મળેછે, તે મંત્ર પરનું ગુરુનું સ્વામિત્વ જો કે જતું નથી તથાપિ તે મંત્રઉપર ઉપદેશદ્વારે શિષ્યની સત્તા ઉત્પન્ન થાયછે, અને એજ પ્રકારનું દાન ધર્મશાસ્ત્રમાં મંત્ર વિષે કહ્યું છે, માટે તેનો આદર કરવો યોગ્ય છે. માટેજ **યાજ્ઞવલ્કય** આચાર અધ્યાયના દાનપ્રકરણ શ્લોક ૧૫ માં કહ્યું છે કેઃ—

"સર્વ દાન કરતાં બ્રહ્મજ્ઞાન ઘણું શ્રેષ્ઠ છે, કેમકે તેમાં સર્વ ધર્મનો સમાવેશ થાય છે." તે ઉપર વિજ્ઞાનેશ્વરે ટીકાના વ્યાખ્યાનમાં કહ્યુંછે કે બ્રહ્મજ્ઞાનના દાનમાં બીજાનું સત્ત્વ ઉત્પન્ન કરવું એટલુંજ દાન છે, કારણ ત્યાં ઉપદેશ કરનાર ગુરુની સત્ત્વ નિવૃત્તિ કરવી અશકય છે.

त्याह ॥ यत्तु शंकितं हस्ते दातुमशक्यत्वान्नास्य दानत्वंयुक्तमिति तत्राप्युत्तरं तत्रैव ( श्लो० १४ ) यानं वृक्षं प्रियं शय्यामित्यस्य व्याख्याने प्रियपदेन धर्मस्यापि प्रदेयत्वं व्याख्यायाह सएव ॥ नचहिरण्यादिवद्धस्ते दातुमशक्यत्वात् धर्मस्य दानासंभवः ॥ भूमिदानादावपि समानत्वात् स्मृत्यंतरेऽपि धर्मदानश्रवणादिति ॥ अतः पारंपरिकत्वात् सम्यङ्मोक्षदातृत्वात् प्रकृष्टं मंत्रादिदानमेव संप्रदायशब्दस्यार्थइत्यत्र न कोऽपि शंकावकाशः ॥ नन्वेमपियोगबलात्समीचीनप्रकृष्टदानत्वमेव संप्रदायशब्दशक्यतावच्छेदकमित्यवच्छेदकावच्छेदेनैव तादृशशब्दप्रवृत्तिसंभवेऽपि पारंपरिकत्वावच्छिन्नमंत्राद्युपदेशत्वमेव तदवच्छेदकमित्यवच्छेदकसंकोचस्तादृशशक्तिग्राहकमानशून्यत्वादयुक्तइतिचेन्मैवं ॥ (कां० ३ व० २ श्लो० ७) अथाऽऽम्नायः संप्रदायइत्यमरोक्तेरेव शक्तिग्राहकत्वात् ॥ अत्रैव

---

बीजी एवी शंका करी छे के सोनानी पेठे हाथमां आपी शकातुं नथी माटे मंत्रोपदेश ए दान नथी.

तेनो उत्तर त्यांज श्लोक १४ मां वाहन, वृक्ष, शय्या अने प्रिय एवा क्रमथी प्रिय शब्दनुं व्याख्यान करतां, तेनो अर्थ 'धर्म' एज कह्यो छे. तेनुं पण दान करवाने कह्युं छे. हवे सोना वगेरे पदार्थनी पेठे धर्मनुं दान हाथमां आपवुं अशकय छे, माटे धर्मदाननो असंभव छे, तेमज भूमिदान पण हाथमां आपवुं अशकय छे. बीजी स्मृतिमां पण धर्मदान कह्युं छे. माटे परंपराथी आवेलुं उत्तम मोक्ष देनार अने प्रकृष्ट मंत्रादिकनुं जे दान एज संप्रदाय शब्दनो अर्थ छे. हवे अत्रे कोईपण जातनी शंकानो अवकाशज रहेतो नथी.

संप्रदाय शब्दनी शक्ति उत्तम प्रकृष्टदान एटलो अर्थ लेवाथी, संप्रदाय शब्दनी प्रवृत्ति थवामां कंई हरकत नथी, एम छतां, तेमां परंपराथी आवेलो मंत्रादिक उपदेश पूर्वक उत्तम प्रकृष्टदान एवो करवानी शी जरूर छे? कारण तेम करवाथी शक्तिनो संकोच थाय छे. तेवो संकोच करवाने विशेष प्रमाण न होवाथी, तेम करवुं योग्य नथी.

एवी कोई शंका करे तो ते ठीक नथी. केमके अमरकोष ३ कांडमां, वर्ग २ श्लोक ७ मां 'आम्नाय' ए शब्द संप्रदायना पर्यायमां आप्यो छे.

रामाश्रम्यमरविवेकादिषु तट्टीकासु द्वे परंपरागतगुरुसदुपदेशस्येति व्याख्यानस्याऽपि तथात्वाच्च ॥ अत्र परंपराऽऽगतत्वं समुपसर्गार्थः ॥ सत्त्वंच प्रोपसर्गार्थइति तु दर्शितंप्राक् ॥ शक्तिग्राहकाणि हि व्याकरणोपमानकोशाप्तवाक्यव्यवहारवाक्यशेषविवृत्यादीनि ॥ तत्रव्याकरणमुपन्यस्तं कोशश्चोपन्यस्तः ॥ आप्तवाक्यानिच मुंडकभाष्यभावार्थदीपिकादिषु विद्यासंप्रदायकर्तृत्वपारंपर्यलक्षणसंबंधमादावेवाहेति संप्रदायानुरोधेन पौर्वापर्यानुसार इत्यादीनि शंकराचार्यश्रीधरस्वाम्यादिवचनरूपाणि प्रसिद्धान्येव ॥ व्यवहारश्च अयं विष्णुस्वामिसंप्रदायोऽयं रामानुजसंप्रदायइत्यादिरूपः सर्वजनीन एव ॥ उक्तस्थलव्याख्यासुधाप्रभृतिषु अनेकग्रंथविवृतिषु चेदं स्फुटमेवेति नास्यशक्तिग्रहेसंशयलेशोपि ॥ तस्माद्योगरूढोऽयं संज्ञाशब्दस्य उक्ताथानुरोधेनभा-

---

ત્યાંજ "રામાશ્રમી" 'અમરવિવેક' ટીકામાં, પરંપરાગત ગુરુથી મળેલો જે સદુપદેશ તેનાજ **આમ્નાય** અને **સંપ્રદાય** એ નામ છે, એવું વ્યાખ્યાન કર્યું છે. અમુક શબ્દની શક્તિ અમુક અર્થ ઉપર છે, એ વિષે શક્તિગ્રાહક પ્રમાણ વ્યાકરણ, ઉપમાન, કોષ, આપ્તવાકય અને વ્યવહાર અને વાકયનો શેષ અને ટીકા ઇત્યાદિક છે. તેમાં વ્યાકરણ સંબંધી વિચાર પૂર્વે જણાવ્યો. કોષનું પ્રમાણ હમણાંજ કહ્યું. હવે આપ્તવાકયનો વિચાર નીચેપ્રમાણે છે.

મુંડક ઉપનિષદ્‌ના ભાષ્ય ઉપર ભાવાર્થદીપિકા નામની ટીકા વગેરે ગ્રંથમાં વિદ્યાનો સંપ્રદાય ચલાવનારની પરંપરાનો સંબંધ અગાઉથીજ લઇને એમ કહ્યું છે કે:—સંપ્રદાયને અનુસરીને, અને પૂર્વ અને પર શું છે તેના સંબંધનો વિચાર કરીને, શ્રીશંકરાચાર્ય, શ્રીધરસ્વામિ વગેરેએ પોતાના ગ્રંથમાં તેવાં તેવાં વચનોના ઉલ્લેખ કર્યો છે. અને તે પ્રસિદ્ધજ છે. અને વ્યવહાર પણ એવો છે કે આ "સંપ્રદાય" વિષ્ણુસ્વામી સંપ્રદાય છે. જેમ રામાનુજ સંપ્રદાય સર્વ લોકપ્રસિદ્ધ છે, તેવોજ આ પણ છે. પૂર્વે કહેલા સ્થળની વ્યાખ્યા કરતાં, "સુધાપ્રભૃતિ" અનેક ગ્રંથની ટીકામાં એ સ્પષ્ટ કહ્યું છે. માટે સંપ્રદાય શબ્દની શક્તિ અમે કહેલા અર્થ વિષે છે, એ વિષે સંશયનો લેશ પણ રહ્યો નથી. માટે આ સંપ્રદાય શબ્દ યોગારૂઢ હોઇને સંજ્ઞા-

वार्थघञंतत्वं तु व्याख्यासुधादिषु भानुदीक्षितादयोबहवो व्याचख्युः ॥ अन्येतु संप्रदीयतइति व्युत्पत्तिं वदंतःकर्मणि घञंद्योतयंति॥परेच करणव्युत्पत्तिमाहुः ॥ सतुल्युटाबाधात् दुर्लभोबाहुलकाद्यगतिकगतिसाध्यश्चेत्युपेक्षंते प्राज्ञाः ॥ किंच तथासति संप्रदीयमानस्य मंत्रादेरेवसंप्रदायत्वं सिद्धमिति संप्रदायविहीना ये मंत्रास्ते निष्फलामताइत्यादिविरोधः॥ ब्रह्मरुद्राद्याचार्याणां तत्तत्संप्रदायकर्तृत्वव्यवहारविरोधश्च ॥ क्वचिदुपेदशविषयवस्तुन्यपि संप्रदायपदव्यवहारस्तु कर्मतया शक्यसंबंधाल्लाक्षणिकः ॥ त्रीण्याहुरतिदानानि गावः पृथ्वीसरस्वतीत्यादिवत् ॥ तस्मादुक्तएव संप्रदायशब्दार्थः सर्वसंमतः सम्यगितिभाति ॥ करणव्युत्पत्त्यादिप्र-

---

વાચક છે. હવે અમે કહેલા અર્થને અનુસરીનેજ "વ્યાખ્યાસુધા" વગેરે ગ્રંથોમાં ભાનુદીક્ષિત વગેરે પંડિતોએ 'સંપ્રદાય' શબ્દનું વ્યાખ્યાન **ભાવાર્થ ઘઞંત** પ્રત્યય લઇને કર્યું છે. બીજા કેટલાક પંડિતો, ઉત્તમ રીતે જેનું દાન કરાય છે, એવી વ્યુત્પત્તિ કરીને **કર્મણિ ઘઞંત** છે, એમ વ્યાખ્યાન કરેછે. કેટલાક ઉત્તમદાન કરી શકાય છે, જેના યોગથી, એવી **કરણ** વ્યુત્પત્તિ કરે છે. પરંતુ તેમ કરવાથી સંપ્રદાય શબ્દ સિદ્ધ થતો નથી. કારણ તેવો કરણાર્થી લ્યુટ્ પ્રત્યય થઇને **સંપ્રદાય** શબ્દ સિદ્ધ થતો નથી. વ્યાકરણ શાસ્ત્રમાં **બહુલ** ગ્રહણ છે માટે કદાચિત્ **ઘઞ્** પ્રત્યય કરીને કરણાર્થ કાયમ રાખીને સંપ્રદાય શબ્દ તૈયાર કરવો, એ અગતિક ગતિ છે. માટે તેવા અર્થની પ્રાચીન વિદ્વાનોએ ઉપેક્ષા કરી છે. બીજું એ કે "આપી શકાય છે જે" એવો અર્થ કર્યો એટલે "આપી શકાતો" મંત્રજ છે, માટે સંપ્રદાય શબ્દથી મંત્રજ આવશે. એમ થાય તો, સંપ્રદાય સિવાય આવેલા મંત્રો વ્યર્થ છે, એ વચનોનો વિરોધ આવશે. અને બ્રહ્મ, રૂદ્ર ઇત્યાદિક તે તે સંપ્રદાયના પ્રવર્તક આચાર્ય છે એવો જે વ્યવહાર છે, તેને વિરોધ આવશે. હવે કોઈ કોઈ સ્થળે ઉપદેશ વિષયક જે વસ્તુ તે વાચક પણ સંપ્રદાય શબ્દ વાપર્યો છે, પરંતુ તે શબ્દ, સંપ્રદાય શબ્દનો જે મુખ્ય અર્થ, તે અર્થ સાથે સંબંધ ધરનાર હોવાથી, તે મંત્રને પણ લક્ષણાથી સંપ્રદાય કહ્યો છે. જેમ ગાય, પૃથ્વી, સરસ્વતી એ અતિદાન કહ્યાં છે. માટે અમે કહેલોજ સંપ્રદાય શબ્દનો અર્થ ઉત્તમ રીતે સર્વ સંમત છે, એમ સિદ્ધ થયું. કરણ વ્યુત્પત્તિ ઇત્યાદિકનું ખંડન કરવાવિષે અમારો આગ્રહ નથી.

त्याख्याने तु नाऽस्माकं निर्बंधः ॥ नन्वेवमपि संप्रदायशब्दार्थकथनस्य प्रक्रांतत्वात् कारिकायां हरिमंत्रादिकर्मकमितिकथनमयुक्तं ॥ शैवादिसंप्रदायेष्वपि प्रसदायशब्दव्यवहारात् तत्रतत्त्वाभावाच्चेति चेन्नैषदोषः ॥ प्रश्ने भवत्संप्रदायस्तत्र संप्रदायशब्दस्य कोर्थइति भवत्संप्रदायपदोपात्तं वैष्णवसंप्रदायमेव तत्रेति सर्वनाम्ना परामृश्य तदर्थस्यैवानुयुक्तत्वेन तल्लक्षणस्यैव वक्तव्यत्वात् ॥ अपरेतु ॥ शैवादिमतेषु संप्रदायशब्द औपचारिकएव ॥ परंपरया वैष्णवसंप्रदायप्रवेशहेतुत्वात् ॥ यथाह ब्राह्मे समाप्तिदशायां मायानुकीर्तनाध्याये व्यासः ॥

अन्यदेवेषु या भक्तिः पुरुषस्येह जायते ॥
कर्मणा मनसा वाचा तद्गतेनांतरात्मना ॥
तेन तस्य भवेद्भक्तिर्यजने मुनिसत्तमाः ॥
स करोति ततो विप्रा भक्तिं चाग्नेः समाहितः ॥

---

હવે એવી શંકા આવશે કે સંપ્રદાય શબ્દના અર્થનો પ્રસંગ ચાલતાં વચમાં કારિકામાં "હરિમંત્રાદિ કર્મક" એમ કહેવું અયોગ્ય છે. શૈવ વગેરે સંપ્રદાયમાં પણ, સંપ્રદાય શબ્દનો વ્યવહાર છે. તેમાં તમે કહ્યા પ્રમાણે સંપ્રદાય શબ્દનો અર્થ નથી, માટે તમારો અર્થ દોષિત છે.

એમ કોઇ કહે તો કહેવું વાજબી નથી. કારણ પ્રશ્ન કરતી વખતે તમારો સંપ્રદાય કયો ? અને તમારા સંપ્રદાય શબ્દનો અર્થ શું ? એવો પ્રશ્ન છેઃ માટે તેમાં તમારો સંપ્રદાય એવું પદ મૂક્યું છે માટે, સર્વ નામથી પાસેનોજ **પરામર્શ** (સંબંધ) થતો હોવાથી, વૈષ્ણવ સંપ્રદાયજ લેવો સયુક્તિક છે, માટે તેનું લક્ષણ કહેવું યોગ્ય છે. બીજા કેટલાક શૈવ વગેરે મતમાં સંપ્રદાય એ શબ્દ ઔપચારિક (લાક્ષણિક) છે. કારણ પરંપરાથી શૈવ સંપ્રદાયનું આચરણ કરવું એ વૈષ્ણવ સંપ્રદાયમાં પ્રવેશ થવાના કારણરૂપ છે. તેજ વાત બ્રહ્મપુરાણની સમાપ્તિમાં "માયાનુકીર્તન" અધ્યાયમાં શ્રીવેદવ્યાસે કહી છેઃ—

"હે દ્વિજોત્તમ ! આ લોકમાં મનુષ્યોની કર્મ, મન, વચન અને અંતર્યામીની પ્રેરણાથી બીજા દેવો ઉપર જે ભક્તિ ઉપજે છે, તેથી કરીને હે મુનિયો ! યજ્ઞ કરવાની ઇચ્છા ઉપજે છે. પછી તે સમાધાનપૂર્વક લક્ષ્મી પ્રાપ્તિ માટે અગ્નિમાં દેવી નિમિત્તે હોમહવન કરે છે. હોમથી અગ્નિ પ્રસન્ન થાય છે. અગ્નિ પ્રસન્ન થયેથી

